"અર્બુદ નિવાસીની"

# શ્રી ભદ્રકાળી ભજનમાળા

ભાગ ચોથો

બનાવનાર

ઠક્કર છગનલાલ પ્રાગજી

મહાલક્ષ્મીની કચાંવાળા ખાંચો

ગામ સિદ્ધપુર, ઠે:—છટુંમાનના માહાડ પાસે.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ભટ હરજીવન મુળદેવરામ વૈદ.

ગામ ટેકુહળુ. હાલ દવાખાનું—આબુમા.



ઠેકાણું—વાવ પાસે.

આવૃત્તિ ચોથી. ] સંવત ૧૯૮૫. [ પ્રત ૧૦૦૦

વિવેકાનંદ મુદ્રણાલયમાં નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ છાપ્યું.
ખાડીયા ન્યુરોડ—અમદાવાદ.

## ટેડુદનવાસી વૈદ ભટ. હરજીવનભાઈ સુળદેવને ધન્યવાદ

### કુંડળીયો.

ગાયકવાડી રાજ્યમાં, ટેડુદન છે ગામ;
વચ્છસ કુળમાં ઉપન્યા, ભટ હરજીવન નામ.
ભટ હરજીવન નામ, કામ વૈદકનું કરતા;
કરીને ધણ માંડે, દવા દઈ દુઃખડાં હરતા.
માણસે હાલ સુકામ છે, કીલેવર સૌ કાજમાં;
છગનલાલ કહે બહુ જીવો ગાયકવાડી રાજ્યમાં.

### છપ્પો

ધન્ય હરજીવનભાઈ, હરખ જે ઉરમાં વાપ્યો;
કુળ દેવ્યાનું કાવ્ય, આસરો એમાં આપ્યો.
ચરીત્ર ચોથો ભાગ, છપાવી સારૂં કીધું;
અમ્મર રહો નીજ નામ પ્રેમ રસ પોતે પીધું.
કલ્યાણકારી માવડી, કષ્ટ .વદનું કાપજો;
છગનલાલ કહે આદને, મનવાન્છીત ફળ આપજો.



"અર્બુદ નિવાસીની"

# શ્રી ભદ્રકાળી ભજનમાળા



ભાગ ચોથો




બનાવનાર,

**ઠાકર છગનલાલ પ્રાણનાથ**

**મહાભારથની કથાવાળા વ્યાસ**

ગામ સિદ્ધપુર, ઠે:—છઠ્ઠાપદના મ્હાડ પાસે.





છપાવી પ્રસિદ્ધ કરનાર

**ભટ હરજીવન મુળદેવરામ વૈદ.**

ગામ ટેઢુદણ. હાલ દવાખાનું—**માણસા.**



ઠેકાણું—વાવ્ય પાસે.



આવૃત્તિ ચોથી. ] સંવત ૧૯૮૫. [ પ્રત ૧૦૦૦

વિવેકાનંદ મુદ્રણાલયમાં નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ છાપ્યું.

ખાડીઆ ન્યુરોડ—**અમદાવાદ.**



વૈદ્ય હરજીવનદાસ મુળદેવરામ ટીંટોદણવાળા

હાલ-માણસા.

# અર્પણ પત્રિકા.

આ નાનકડું પુસ્તક મુરબ્બી ભાઇશ્રી
**નાનાશંકર ઉર્ફે હરગોવીંદદાસ**
**મહાશંકરને** સપ્રેમ અર્પણ
કરૂં છું.

લી. તમારો લઘુ બંધુ,

**વૈદ્ય હરજીવનદાસ મુલદેવરામ**



વૈદ્ય નાનાશંકર ઉર્ફે હરગોવીંદદાસ મહાશંકર

મુ. ટીટોદણ સુખવાસી વીસોદરા.

# ભદ્રકાળી માતાજીની ગરબીઓ

## ગરબી ૧ લી.

રાગ—ચાચર મોતીડે વધાવું અંબામાનો ચાચર
મોતીડે વધાવું એ

ભદ્ર ભવાની માવડીરે. મારી ભદ્ર ભવાની માવડી ટેક.
સેવકજન સૌ સેવા કરે છે,
પ્રેમે પુજે પાયે પડી રે—મારી ભદ્ર ભવાની માવડી. ૧
પંચામૃત પક્ષાલન માટે,
દોવરાવો કામધેન ગાવડી રે—મારી ભદ્ર ભવાની માવડી. ૨
ઉગમણા ગોખમાં ગાજી રહી છે,
રત્ન જડીત માની પાવડી રે—મારી ભદ્ર ભવાની માવડી. ૩
સજોડ સીંગનું વાહન શોભે,
ધમકે નેપુર ઘડીએ ઘડી રે—મારી ભદ્ર ભવાની માવડી. ૪
ભક્તજનોની ભીડ ભાગવાને,
બ્હારે આવે વાઘે ચડી રે—મારી ભદ્ર ભવાની માવડી. ૫
છગનલાલ કહે ઓળખી લેજો,
અમ્મર કુંડની વાવડી રે—મારી ભદ્ર ભવાની માવડી. ૬



## ગરબી ૨ જી.

વરદાને મોકલો વધામણાં રે,
મારી વરદાને મોકલો વધામણાં ॥ ટેક ॥

સેવકજન આવે સંગ લેઇને,
ભક્તજન લેતાં ભામણાં રે, મારી વરદાને ૧.

અમદાવાદથી મણીલાલ લાવે,
મેવા મીઠાઈ સંતરાં ઘણા રે, મારી વરદાને ૨.

પાલણપુરના પુષ્પો મંગાવે,
સુગંધીદાર સોહામણાં રે, મારી વરદાને ૩.

જાઈ જુઇને મોઘરો ચંપલી,
ચંપા ગુલાબ કોડાંમણાં રે, મારી વરદાને ૪.

મોઘરો માલતી બોરસલ્લીનાં,
સુસોભીત સરબમણાં રે, મારી વરદાને ૫.

છગનલાલ કહે માના મંડપમાં,
વેદ ભણે બહુ બાંમણાં રે, મારી વરદાને ૬.



## ગરબી ૩ જી

રાગ—પાવા તે ઘડથી ઉતર્યાં મહાકાળીરે એ ॥

આસો દીન રળીઆમણા દયાળીરે,
જ્યાં ભદ્ર ભવાની માત....રમે રંગતાળીરે

૩

ચોસેઠ ચંડીકા મળી હયાળીરે,
ખીલી નવ નોરતાની રાત....રમે રંગતાળીરે ૧

મહાકાળી મા આવીયાં હયાળીરે,
બહુચરને અંબે માય....રમે રંગતાળીરે

તુળજા ભવાની તેડીયાં હયાળીરે,
હરસીધને સીધ્ધઅંબાય....રમે રંગતાળીરે ૨

અરબુદ આવ્યાં આ સમે હયાળીરે,
હીમજાને મા હીંગળાજ....રમે રંગતાળીરે

ચામુંડા બગલા મુખી હયાળીરે,
સર્યાં સકળ જગનાં કાજ....રમે રંગતાળીરે ૩

ખોડીયાળ મા ખુબ ખેલતાં હયાળીરે,
બ્રંમાણી ભગવતી ભૂપ....રમે રંગતાળીરે

વડે ચી વેગે આવીયાં હયાળીરે,
જેની અકળ કળા છે અનુપ....રમે રંગતાળી ૪

વજ્રેશ્વરી ત્રેશ્વરી હયાળીરે,
કાત્યામની કનકંબાય....રમે રંગતાળીરે

સીકોતર ને સરસ્વતી હયાળીરે,
આશાપુરી અંનપુરણાય....રમે રંગતાળીરે ૫

સહસ્ર કળા સિંહ વાહની હયાળીરે,

શીતળા ને અષ્ટ ભુજાય....રમે રંગતાળીરે
લક્ષ્મી ઉમા આવીયાં હયાળીરે,
જેના ઉરમાં હર્ષ ન માય....રમે રંગતાળીરે ૬
વીજળા મા છત્રેશ્વરી હયાળીરે,
વળી દુરગા ને વરાઇ....રમે રંગતાળીરે
સકટંબા વાણુવટી હયાળીરે,
તીતી તોતળાને શીધવાઈ....રમે રંગતાળીરે ૭
કનક ગરબા સીર ધર્યા હયાળીરે.
એમાં અમ્મર દીપ અનેક....રમે રંગતાળીરે
શણગાર પહેર્યાં શોભતા હયાળીરે,
સુર ગાજે ગગનમાં છેક....રમે રંગતાળીરે ૮
દેવ સકળ ત્યાં દેખતા હયાળીરે,
થાય પુષ્પ તણો વરસાદ....રમે રંગતાળીરે
નારદ આવી નાચતા હયાળીરે,
પુરે વેણુનો નાદ....રમે રંગતાળીરે ૯
ભદ્ર ભોવન શોભી રહ્યું હયાળીરે,
રમીયાં માજી સૌ રાસ....રમે રંગતાળીરે
વિપ્ર છગનલાલ વિનવે હયાળીરે,
રાખો ચરણ કમળની પાસ....રમે રંગતાળીરે ૧૦

卐

## ગરબી ૪ થી

### રાગ—ઉપરનો

આરાસુર અલબેલડી આઈ અંબા રે
જોડે ભદ્ર ભવાની માત, આવો રંભા રે
સણગાર પહેરી શોભતા આઈ અંબા રે
આવી નવ નોરતાંની રાત, આવો રંભા રે ૧
અંમ્બર અંગે ઓપતાં આઈ અંબા રે
જાણે વીજળીનો ચમકાર, આવો રંભા રે
ચચણી ચળકે ચુનીયો આઈ અંબા રે
આઈ તેજ તણો અંબાર, આવો રંભા રે ૨
કોહીનુરની કાંચળી આઈ અંબા રે
તેને ફરતાં સોલુણ ફુલ, આવો રંભા રે
મુઘાં મણીનાં મોળીયાં આઈ અંબા રે
તેને ઝળકે મોતી ઝુલ, આવો રંભા રે ૩
પાયે કલ્લાં સાંકળાં આઈ અંબા રે
માહે ઘુઘરીનો ઘમકાર, આવો રંભા રે
પગે અંગુઠાને જોટવાં આઈ અંબા રે
માને ઝાંઝરનો ઝમકાર, આવો રંભા રે ૪
કાને કલા ફુલ સોભતાં આઈ અંબા રે

દામણીએ રત્ન જડાવ, આવો રંગભા રે
કોટે હાર હીરે જડયા આઇ અંબા રે
ચોદસે પડે ચળકાવ, આવો રંગભા રે ૫

સીસ મુગટ મોતીએ ભર્યો આઇ અંબા રે
માહે છુટી સેરો સોળ, આવો રંગભા રે

હીંગળોક સરખા હોઠ છે આઇ અંબા રે
માયે મુખ ભર્યાં તંબોળ, આવો રંગભા રે ૬

ચળકે હાથે ચુડલો આઇ અંબા રે
ગુજરી પુંચી ઘમઘોર, આવો રંગભા રે

બાજુ બંધને બેરખી આઈ અંબા રે
મુગટમાં ટહુકે મોર, આવો રંગભા રે ૭

સરદ પુનમસ્યો ચાંદલો આઈ અંબા રે
કંકુની આડ કપાળ, આવો રંગભા રે

વાસુકી લાજે વાળમાં આઈ અંબા રે
તે જોઇ પેઠયો પાતાળ, આવો રંગભા રે ૮

છુટી લટો જેમ નાગણી, આઈ અંબા રે
આવી ઉર વીસે લપટાય, આવો રંગભા રે

શીર ગરબો લેઈ ઘુમતી આઈ અંબા રે
ગુણવંતી ગરબા ગાય, આવો રંગભા રે ૯

દેવ વૈમાન ચડી દેખતાં આઇ અંબા રે
સુર પત્નીયો સંગાથ, આવો રંભા રે
રૂસી જોઈ રાજી થતા આઈ અંબા રે
હર બ્રંમા જોડે હાથ, આવો રંભા રે ૧૦
પુષ્પ તણી વૃષ્ટી કરે આઈ અંબા રે
ઘણો ઉડે અબીલ ગુલાલ, આવો રંભા રે
ઉભા રહી કરે આરતી આઈ અંબા રે
ગુણ ગાયે છગનલાલ, આવો રંભા રે ૧૧



## ગરબી ૫ મી

રાગ—માયામાં મનડું મોહયું રે એ.

ભલી તું ભદ્રકાળીરે અલબેલી અંબા. ટેક.
કાળીને બોચર બાળી રે....અલબેલી અંબા
માજીરે હું તો ગાંડો ઘેલો છું તમારો,
ગ્રહી બાંહ્ય બુડતાં તારો રે....અલબેલી અંબા ૧
માજીરે મુને દાસ તમારોરે જાણી,
આપો અવીચળ વાણી રે....અલબેલી અંબા ૨
માજીરે તમે ભક્તોની ભીડ ભારે ભાગી,
મુજ સામુ જુવો જાગી રે....અલબેલી અંબા ૩
દેવીરે તમે દીન તણી છો દાતા,

સુર બ્રહ્મા ચીતમાં ન્હાતા રે....અલબેલી અંબા ૪
કહે છે છગનભાઇ બેઉ કર જોડી,
મારાં સંકટ નાંખો તોડી રે....અલબેલી અંબા ૫



## ગરબી છઠ્ઠી.

રાગ—ઉપરનો

માતારે પાલવ વળગ્યોરે કલ્યાણકાળી,
કદી ન કરશો અળગો રે—કલ્યાણકાળી ટેક. ૧
દેવીરે મુને દરસનીયાં નીત્ય દેજો,
જ્યાં જાવું ત્યાં રસ જામે રે—કલ્યાણકાળી ૨
માગુરે માજી આપની પાસે આ ઠામે,
જ્યાં જાવું ત્યાં જસ જામે રે—કલ્યાણકાળી ૩
માજીરે મારા શત્રુનો ક્ષય તમે કરજો,
આવેલાં સંકટ હરજો રે—કલ્યાણકાળી ૪
માજીરે મારી અરજી આ ઉરમાં ઊતારો,
અવગુણ ન જોશો મારો રે—કલ્યાણકાળી ૫
કહે છે છગનલાલ કાપો અમારી કષ્ટી,
વરસાવો અમૃત વૃષ્ટી રે—લકયાણકાળી ૬



## ગરબી ૭ મી.

રાગ— રંગતાળી રંગતાળીરે રંગમાં રંગતાળી. એ

ભદ્રકાળી ભદ્રકાળી ભદ્રકાળીરે રંગમાં રંગતાળી
એતો આબુ તળેટી વાળીરે રંગમાં રંગતાળી ૧
માની આંખડી શોભે અણીઆળીરે રંગમાં રંગતાળી ૨
વાગે ઘોર નોબત ઘડીઆળીરે રંગમાં રંગતાળી ૩
માને ભવ્ય સ્વરૂપે ભાળીરે રંગમાં રંગતાળી ૪
શોભે સજોડ સીંહ છોગાળીરે રંગમાં રંગતાળી ૫
જોડે સખીયો બે ઉભી રૂપાળીરે રંગમા રંગતાળી ૬
અંબા બૌચરને મહાકાળીરે રંગમાં રંગતાળી ૭
દેવી દીન તણી છો દયાળીરે રંગમાં રંગતાળી ૮
લેજો છગનને સંભાળીરે રંગમાં રંગતાળી ૯
દેજો દાસનાં દુઃખડાં ટાળીરે રંગમાં રંગતાળી ૧૦

## ગરબી ૮ મી.

સુણ મંમાદરી નારાયણને નમવાનો મારે નેમ છે—એ રાગ.

ધન્ય સીધ્ધેશ્વરી સીંહ ચડી છબીલી વ્હેલાં આવજો,
ચાલો ચુપ કરી ચોસેઠ ચંડી સંગે લાવજો. ટેક.
આસો દીન રાત્રી અજવાળી, તેડો ભટાંની ભદ્રકાળી;
દેસઇ વાળી બૌચર બાળીરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૧
તેરમાં પદવાળી ધારંબા, રંગીલી પધારો રંબા;
બારપાડાની ખોડીઆલ બંમારે, ધન્ય સીધ્ધેશ્વરી. ૨
ઔદીચ્યોની મા અલબેલી, વાડીમાંથી આવો વ્હેલી;
લક્ષ્મીને લાવો રંગરેલીરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૩

ખાંતે ખીલા તરવાડે કાવો, કનકંબા મા રંભા આવો..
આશાપુરીને અહી લાવોરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૪
વ્હે વર વાડે વ્હેર ભવાની, મુજ આમંત્રણ લેજો માની;
શું કીરતી કરૂં એ શોભાનીરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૫
આવો વેગે કરી મા વેરાઈ, તેડાવો સહસ્ર કળા માઈ:
લાવો ફુલવાડીમાં હરખાઈરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૬
વસી વેદવાડે મા અંનપુરણા, અમરંક ઉપર કરજો કુરણા;
જેમ સુતરથી ઉત્તમ ઉરણારે, ધન્ય સીધ્ધેશ્વરી. ૭
ચાલો ચામુંડા મોટી કાળી, હીંગળાજને લાવો સંભાળી;
તુલજા તોતળા દેતી તાળીરે. ધન્ય સીધ્ધેશ્વરી. ૮
પારવતી સીવની પટરાણી, ચોસઠ કળા જોતાં જાણી;
જાણે અમૃત નદીયો ઉભરાણીરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૯
આવી સીધ્ધેશ્વરીને દ્વાર રમતાં, દેતાં તાળી ભેળાં ભમતાં;
માનાં કુમકુમનાં પગલાં પડતાંરે ધન્ય સીધ્ધેશ્વરી. ૧૦
એમ રૂજની વીસે નીત્ય ગાતાં, વ્હાણું વાતા સ્થાનક જાતાં;
એમ અમૃત રસ પીતાં પાતાંરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૧૧
કહે છગનલાલ ચરણે લાગું, મંમાયા હું માગી માગું;
તારી સેવામાં નીસદીન જાગુંરે, ધન્ય સીધ્ધેશ્વરી. ૧૨



## ગરબી ૯ મી.

રાગ—ચાલો સ્નેહી અંબા દરશન જઇએ આજ એ.

આવો પ્યારા ભદ્રેશ્વરીને નમીએ લાલ ટેક.
ભદ્રેશ્વરીને ચરણે નમીએ કષ્ટ કપાળી કાપે,
મનવાન્છીત ફળ આપે, લટકે ચટકે રમીયે લાલ.
આવો પ્યારા ભદ્રેશ્વરીને નમીએ લાલ, ૧
નવરાત્રીના નઉતમ ઓછવ, મંડપ સોભા સારી.
નીરખે નરને નારી, ભક્ત ભેગા થઇ ભમીએ લાલ-આવો પ્યા ૨
રૂમઝુમ લટકો કરતા ખેલો, ગીત મધુરાં ગાઓ,
ચુંપ ચરણ ચલાવો, ગુણવંતા થઈ ગમીએ લાલ-આવો પ્યારા ૩
સુશોભીત સણગાર સજીને, બંકા બ્હાર ઉડાવો,
વ્યાસ કહે ઓ વ્હાલા, સૌ સંકટને સમીએ લાલ--આવો પ્યારા ૪



## ગરબી ૧૦ મી.

રાગ—ઉપરનો

લાલા લ્હેરી હરખે ઓછવ કરીએ લાલ ટેક.
હરખે ઓછવ આજ કરીશું, નવરાત્રીનો દહાડો.
અબીલ ગુલાલ ઉડાડો, પ્રીતે પગલાં ભરીએ લાલ--લાલ લ્હેરી ૧
અખંડ દીપ અલબેલી દ્વારે, પુજા પાઠ થાય પ્રીતે.
કંચન કળસ સહીત, મીષ્ટ મેવા થાળ ધરીએ લાલ--લાલા લ્હેરી ૨
અત્તર તેલ ફૂલેલ સુગંધી, પુષ્પ હાર પ્રણામી.
વ્યાસ કહે સીસ નામી, કરજોડી કરગરીએ લાલ--લાલા લ્હેરી ૩



## ગરબી ૧૧ મી.

રાગ—સુંદીર સામળીયા નામ જપીશ નીત્ય તાહારૂં એ

અંબા અલબેલી આઈ આરાસુરવાળી
અમૃતરસવેલી સીંહ ચડી છોગાળી ટેક.

રાંક જાણીને વાંક અમારો, સેવક જાણી પાર ઉતારો.
રોસ તજીને દોષ નિવારો, બાંહ્ય ગ્રહી બુડતાં તારો;
ભાવ થકી લ્યો ભાળી, અંબા અલબેલી આઈ. ૧
જાણુ અજાણુનાં જે પાપો, સુમતી આપીને કુમતી કાપો;
રીદ્ધ સીદ્ધ રીજીને આપો, ચરણ કમળના શરણે થાપે .
દીન દાતા દયાળી, અંબા અલબેલી આઈ ૨
વીમળનાં કુળીમળ કાપ્યાં, મ્હેર કરી મા ઉરમાં વાપ્યાં.
હીરા માણેક મોતી આપ્યાં. જુગ સચરાચર નામજ છાપ્યાં;
પાપ દીધાં પર જાળી, અંબા અલબેલી આઇ ૩
પચીયાના પુરનાં પાણી, દાંતાની સોનારણ તાણી;
બ્હાર કરો મા વહતી વાંણી, સંકટ જાણીને જુગ રાણી.
ઉગારી હૃદય વાળી, અંબા અલબેલી. આઇ ૪
એક વણીકનું વાંહાણુજ તાર્યું, કવાએલું નાવ નીવાર્યું.
બુડંતાંમાં ત્રીશુળ માર્યું, મધ્ય દરીએથી પાર ઉતાર્યું;
મ્હેર કરી મત વાલી, અંબા અલબેલી આઇ ૫
એવાં અમારાં કાર્ય કરજો, વીપત વખતે વેગે વીચરજો;
સુખડાં આપીને દુઃખડાં હરજો, અભય અચળ ભંડારજ ભરજો

સુતને લ્યો સંભાળી, અંબા અલબેલી આઇ ૬
છગનલાલ હું શ્રીસ્થળવાસી, આઇના દરસનનો અભીલાસી;
માત કૃપાથી મટે ઉદાસી, થાઉ હુલાસી પ્રેમ પ્રકાસી.
દુઃખડાં દેશો ટાળી, અંબા અલબેલી આઈ ૭



## ગરબી ૧૨ મી

રાગ—ઉપરનો.

વચ્છસ કુળવાળી ભદ્રકાળી ભવાની....
સંકટ હયો ટાળી અરજી લ્યો ઉર માની,
અમરીષને આપો આપ મળીયાં,
દરશનથી દુઃખ સરવે ટળીયાં,
ચંદ્ર કવીનાં ભાગ્યજ ભળીયાં,
સુર સઘળાનાં ચીતજ ચળીયાં,
અસુરાદીક નીહાની....વચ્છસ કુળવાળી ભદ્રકાળી ભવાની ૧
કાકુ વણીકનું કલ્યાણ કીધું,
અમ્મર વેલ ઉઢાણું દીધું,
દીન થોડામાં કાર્ય સીધું,
અલક પલક પ્રેમારસ પીધું,
વણીક થયો ગુમાની....વચ્છસ કુળવાળી ભદ્રકાળી ભવાની ૨
વણીકની વૃતિ બદલાંણી,
માજીએ જે લીધું જાણી,

આપેલું ધન લીધું તાણી,
બીજું સૌ કીધું ધુળધાણી,
રહી કરમમાં વાની....વચ્છસ કુળવાળી ભદ્રકાળી ભવાની ૩
ભદ્ર ભવાની ને છેતરસો,
અગ્નીમાં આથડતા મરશો,
અનેક યોનીમાં અવતરસો,
શુદ્ધ ચીતથી સેવા કરસો,
રહેશો આનોં બાની....વચ્છસ કુળવાળી ભદ્રકાળી ભવાની ૪
છગનલાલ હું સીદ્ધપુર વાળો,
સહાય કરી સંકટ સૌ ટાળો,
પાપ દોષ પગમાં પરજાળો,
ચરણ કમળમાં પ્રીતે પાળો,
માજી કરો મેહેરબાની....વચ્છસ કુળવાળી ભદ્રકળી ભવાની ૫



## ગરબી ૧૩ મી

રાગ—સેવો સેવાને અંબે આરાસુરી એ.

ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી, દેસે રીદ્ધિ સિદ્ધિ ખાતે ખરી.
આપે અભય વર એ ઇશ્વરી, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૧
માનો આબુ તે ઘડ રળિઆમણો, ફળ ફુલથી બહુ સોહમણો.
ઉષ્ણકાળે શીત વાયુ ઘણો, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી;
કોઈ માંદું માણુસ ત્યાં જાય છે, આ આબુની હવા ખાય છે.

દીન ત્રણમાં સાજું થાય છે, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૨
એર ખાખરનાં જ્યાં ઝુંડ છે, જોડે ચંદ્ર સરોવર કુંડ છે.
જડીબુટીનાં ઝાડ અરૂઢ છે, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૩
જે આ ચંદ્ર સરોવરે ન્હાય છે, કોઢીયાના કોડ પણ જાય છે.
મારી માજીનો એ મહીમાય છે, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૪
કોઈ પતીયો આવ્યો આ સ્થળે, એક માસ ન્હાયો એ જળે.
જેનો રોગ ગયો છે એ પળે, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૫
એવી ભદ્ર ભવાની માત છે, એ સૌ માતનો પરતાપ છે.
જેની જુગસચરાચર છાપ છે, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૬
એક વડનેગરનો વાંણીયો, પગે પત્તને આંખે કાંણીયો.
જેને જગનો મહીમા જાણીયો, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૭
એતો ભદ્ર ભવાનીયે આવીયો, મારી માજીના મનમાં ભાવીયો.
કષ્ટ કાપીને બેસ બનાવીયો, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૮
કહે વિપ્ર છગનલાલ આ સમે, માને મંડળી ચરણે નમે.
ચરણે નમે તે માને ગમે, ભજો ભાવેથી સૌ ભદ્રેશ્વરી; ૯



## માજીનો થાળ ગરબી ૧૪ મી.

રાગ—ઉપરનો.

જમો જમોને મા ભદ્રેશ્વરી મુકું કંચન થાળ મેવા ભરી,
અમ રંક ઉપર કરૂણા કરી જમો જમોને મા ભદ્રેશ્વરી ૧
લાડુ લાબસી સીરો ઘણો, ગોળ ખાંડને સાકર તણો,

દુધપાક સ્વાદે બહુ બન્યો, જમો જમોને મા ભદ્રેશ્વરી ૨
મુકું શીખંડમાં કેસર કરી, પ્યાલા ચાંદીના પ્રેમે ભરી,
જમો બાસુદી ખાંતે ખરી, જમો જમોને મા ભદ્રેશ્વરી ૩
જોડે જલેબી મોતીચુર છે, શાખ દાળ કઢીને કુર છે,
મેવા મસાલાથી ભરપુર છે, જમો જમોને મા ભદ્રેશ્વરી ૪
બરફીને પેંડા પોળી છે, સુતરફેણીને ફચોરી છે,
કર્યા દુધમાં સાકર ઘોળી છે, જમો જમોને મા ભદ્રેશ્વરી ૫
વેડમી વડાં ભજીયાં તળ્યાં, લીલી દ્રાક્ષને ડાડમ ગળ્યાં,
જુઓ ખીરંજમાં કેસર ભળ્યાં, જમો જમોને મા ભદ્રેશ્વરી ૬
માલપુડાને મગદર દૈથરાં, ઘારી પુરીને માહે ખાજાં ખરા,
કેરી રસ તણાં કુંડાં ભર્યાં, જમો જમોને મા ભદ્રેશ્વરી ૭
સુતરફેણીયો પણ સારી છે, સેવો મોળી તીખી ને ખારી છે,
જોડે વાલની દાળ વઘારી છે, જમો જમોને મા ભદ્રેશ્વરી ૮
દળીયા મગજ તલ સાંકળી, સીંગ ગવાળને કાચળી તળી,
ચણા વાલને ચોળાફળી, જમો જમોને મા ભદ્રેશ્વરી ૯
ઘીનાં ઘેબર લીંબુ બોર સેલડી, રાયણ રાયતાં ખારી વડી,
ખડબુચ ને એરંડ કાકડી, જમો જમોને મા ભદ્રેશ્વરી ૧૦
શ્રીફળ સીંગોડી અથાણાં અતી ઘણાં, કેળાં સંતરાં કોડામણાં,
માહે ચીરીયાં મેથી તણાં, જમો જમોને મા ભદ્રેશ્વરી ૧૧
ચટણી છુંદો મુળા મોઘરી, કરમજ પતાસાં જ્યાં ધરી
હેમ કળસે ગંગાજળ ભરી, જમો જમોને મા ભદ્રેશ્વરી ૧૨

બેહેક બરાસે બીડી કરી, કાથો એલચી ફોફળ ભરી,
મારી માજીના મુખ આગળ ધરી, જમો જમોને મા ભદ્રેશ્વરી ૧૩
છગનલાલનું કષ્ટજ કાપજો, નીજ પૂત્ર કરીને સ્થાપજો,
આઈ એહું તમારૂં આપજો, જમો જમોને મા ભદ્રેશ્વરી ૧૪



### ગરબી ૧૫ મી.

## ભદ્રકાળીની આરતી.

જય વરદા માતા મા જય વરદા માતા સેવકની સુખસાતા.
દુ:ખ હરણી દાતા..........જયો જયો મા જુગદેવી. ૧
આદીતે આદ્ય સ્વરૂપ, વીશ્વ સકળ વાપી મા (૨)
ભયહરણી સુખકરણી કષ્ટ દીધાં કાપી........જયો જયો૦ ૨
સોમે શક્તીરૂપ ખડગ ત્રીશુળ ધારી મા (૨)
સુરજન મુનીજન સેવે ભદ્રરૂપ ભારી........જયો જયો૦ ૩
મંગળ મન હર તેજ આળુધડ આજે મા (૨)
સજોડ સીંગે સ્વારી સીર છત્ર છાજે........જયો જયો૦ ૪
બુધ્ધે બાંહ્ય ગ્રહો બળવંતી મારો મા (૨)
દાસ તમારો જાણી-ભવસાગર તારો....જયો જયો૦ ૫
ગુરૂએ ગુણનાધાન ઉગમણા ગોખે મા (૨)
બેઉ નામી મા બેઠ્યાં સીંગાસન સોખે....જયો જયો૦ ૬
ભ્રગુએ ભવ્ય સ્વરૂપ સોળ કળા છાજે મા (૨)
કેસ બેસ જ્યાં જોઇ વાસુકી લાજે....જયો જયો૦ ૭

શનીવારે સણગાર સુસોભીત ધારો મા (૨)
ચતુર સંઘવી ચારે આરતી ઉતારે.......જયો જયો૦ ૮
સંવત ઓગણી એહ ચોરાસી જ્યારે મા (૨)
આરતીનું પદ રચીયુ એકમ રવીવારે....જયો જયો૦ ૯
ભદ્રકાળીની આરતી જે ભાવે ગાસે મા (૨)
છગનલાલ કહે સૌ જન અમરાપુર જાસે....જયો જયો૦ ૧૦



ગરબી ૧૬ મી.

## અંતર લીપીકાએ કવીનું નામ ઉભે અક્ષરે મળશે.

રાગ—ગોરમા ગણુપત લાગું પાય એ.

માજી મારો દોષ ન જોસ્યો લગારકે, વરદા માવડીરે લોલ.
હાથ ગ્રહી ઉગારો ભવપારકે, વીનવું પાય પડીરે લોલ; ૧
ભાવ ધરી રાખો ચરણુની પાસકે, અભરક આપરોરે લોલ.
રમી રમી ઉરમાં પુરો વાસકે, નીજ પરતાપનોરે લાલ;
થજો માજી વીપત વેળાની વ્હારકે, મા ભદ્રેશ્વરીરે લોલ.
નીત્ય નીત્ય વંદુ વારંવાર કે, નયણે નેહ ધરીરે લોલ; ૨
કરજો કરૂણા દ્રષ્ટી માય કે, ભગવતી ભૂપ છોરે લોલ.
થાજો સેવકને સુખદાયકે, અકળ અનુપછોરે લોલ; ૩
કરૂં હુંતો અરજી આઈને એહકે, દુઃખડાં દુર કરોરે લોલ.
હેવો રાખો અમ પર નૌતમ નેહ કે, સંકટ સૌ હરોરે લોલ; ૪
નારાયણી નામ તણો મહીમાયકે, દરસન આપજોરે લોલ.
રમી જમી કરજો સૌને રહાયકે, કીલ વીસ કાપજોરે લોલ; ૫

વ્યાપીક વિશ્વ સકળ વિખ્યાતકે, વીનવું વળી વળીરે લોલ.
સરજ્યાં સૃષ્ટી પહેલાં માતકે, કળા નવ સકું કળીરે લોલ; ૬
જીભથી જપતાં પ્રાચીત્ત જાયકે, પઢતાં પ્રેમસુંરે લોલ.
ઠામ ઠામ માજી તણો મહીમાયકે, નીરખું નેમસુંરે લોલ; ૭
કરૂં માજી આપ તણો નીત્ય જાપકે, ટેક મારા તંનમાંરે લોલ.
રમે માસ રટમાં માની છાપકે, અહોનીસ હંનમાંરે લોલ; ૮
છબી જોઇ સૌને ઉપજે સુખકે, દુઃખ દીનનાં હરેરે લોલ.
ગરજે ઘડ ઉગમણે મુખકે, આઈ અભર ભરેરે લોલ; ૯
નહીં ચુકું રસના એ નીજ નામકે, હામ હૈયે ધરીરે લોલ.
લાગે મુને રમણીક માનું ધામકે, નીરખું ફરી ફરીરે લોલ; ૧૦
લળી લળી લાગુ માને પાયકે, ભદ્ર ભોવંનમાંરે લોલ.
ગાજી ગાજી ગુણ માના જે ગાયકે, તેને વસો તંનમાંરે લોલ; ૧૧
મને માજી દરસન દેજો સુધ્યકે, મુળ સ્વરૂપમાંરે લોલ.
સીર નામું આપ ચરણમાં ખુધ્યકે, અકળ અનુપમાંરે લોલ; ૧૨
ધરણી ધન્ય ધન્ય તારાં ભાગ્યકે, આબુ ધામનીરે લોલ.
પૂરી ખીલી ફળફુલની બહુ બાગકે, દવા બહુ કામનીરે લોલ; ૧૩
રચનાર માજી તણો ગુલામકે, કવીતા કરી કળેરે લોલ.
નામ ઠામ કામ અને નીજ ગામ મુળ લીટીએ મળેરે લોલ; ૧૪

卐

## આરતી ૧૭ મી.

રાગ—સીવજી સરેરાંચારે એ.

વીર વચ્છસ ગોત્રદેવી મા ભદ્રેશ્વરીરે,
જેને સુર બ્રંમાદીકે સેવી મા ભદ્રેશ્વરીરે........૧
રસોલી ચાર જુગની રાણી મા ભદ્રેશ્વરીરે,
વરદા વેદ પુરાણે વખાણી મા ભદ્રેશ્વરીરે........૨
કીધાં કૈક જનોનાં કામ મા ભદ્રેશ્વરીરે,
નૌત્તમ નવે ખંડમાં નામ મા ભદ્રેશ્વરીરે........૩
મોહન જોયા ચમતકાર મા ભદ્રેશ્વરીરે,
વીગતે કરૂં હું વિસ્તાર મા ભદ્રેશ્વરીરે........૪
ઓગણી એકાસી અવધીજ મા ભદ્રેશ્વરીરે,
સુદી જેઠ માસની ત્રીજ મા ભદ્રેશ્વરીરે........૫
વારસીક તે દીન જાય સંગ મા ભદ્રેશ્વરીરે,
સૌના ઉર વીષે ઉમંગ મા ભદ્રેશ્વરીરે........૬
તે દીન સીદ્ધપુરના જન જ્યાંય મા ભદ્રેશ્વરીરે,
રાતે બેઠા ગાડી માંય મા ભદ્રેશ્વરીરે........૭
એક ત્રીભોવન તે સંગાથ મા ભદ્રેશ્વરીરે,
તેના પીતા છે પ્રાણનાથ મા ભદ્રેશ્વરીરે........૮
જેનું સીદ્ધપુર છે ગામ મા ભદ્રેશ્વરીરે,
ઠકુર વચ્છસી નીજ નામ મા ભદ્રેશ્વરીરે........૯
ઉંઘ્યો ત્રીભુવન ગાડી માહાંય મા ભદ્રેશ્વરીરે,
જાગ્યો રોહડે જઇને જ્યાંય મા ભદ્રેશ્વરીરે........૧૦

માના દરસનનો જ્યાં નેમ મા ભદ્રેશ્વરીરે,
કરવું એને હવે કેમ મા ભદ્રેશ્વરીરે........૧૧
પુછયું માસ્તરને કરી પ્રેમ મા ભદ્રેશ્વરીરે,
કેટલા વાગે મળસે ટેમ મા ભદ્રેશ્વરીરે........૧૨
દહાડે ટેમ એકુ ન જાય મા ભદ્રેશ્વરીરે,
રાતે લોકલમાં જવાય મા ભદ્રેશ્વરીરે........૧૩
આખા દીનભર ખોટી થાઓ મા ભદ્રેશ્વરીરે,
દહાડે સડખે સડખે જાઓ મા ભદ્રેશ્વરીરે........૧૪
આણુ ટેશન છે ગૌ બાર મા ભદ્રેશ્વરીરે,
જાતાં જરી ન લાગે વાર મા ભદ્રેશ્વરીરે........૧૫
નહીં તો ચેવલ્લીનો ઘાટ મા ભદ્રેશ્વરીરે,
ત્યાંથી જાજો જમણી વાટ મા ભદ્રેશ્વરીરે........૧૬
દુરથી દેવળ જોરયોં ન્યાળી મા ભદ્રેશ્વરીરે,
ભડ એ ભાસે ભદ્રકાળી મા ભદ્રેશ્વરીરે........૧૭
સાથે ભોમીઆ લેજો ઠીક મા ભદ્રેશ્વરીરે,
જાતાં જાનવરની બહુ બીક મા ભદ્રેશ્વરીરે........૧૮
માણુસ સારો લેજો ત્યાંય મા ભદ્રેશ્વરીરે,
હરામી હોય તો લુટે જ્યાંય મા ભદ્રેશ્વરીરે........૧૯
લુટી કરે જીવની ઘાત મા ભદ્રેશ્વરીરે,
કીધી માસ્તરે એ વાત મા ભદ્રેશ્વરીરે........૨૦
ચાલ્યો ત્રીભુવન તેણીવાર મા ભદ્રેશ્વરીરે,

આવ્યો શેવલ્લ નીરધાર મા ભદ્રેશ્વરીરે.......૨૧
લીધો સાથે જ્યાં ચોકીયાત મા ભદ્રેશ્વરીરે,
ચાલ્યા કરતા વાટે વાત મા ભદ્રેશ્વરીરે.......૨૨
આવ્યા અડધમાં તે ઇંન મા ભદ્રેશ્વરીરે,
ઝાઝી ઝાડી વીકટ વંન મા ભદ્રેશ્વરીરે.......૨૩
પેલો સોમીયો અચકયો જ્યાંય મા ભદ્રેશ્વરીરે
હું તો નહીં આવું ભાઈ કયાંય મા ભદ્રેશ્વરીરે.......૨૪
તમે એકલા તતખર થાઓ મા ભદ્રેશ્વરીરે,
સીધે સેયડે ચાલ્યા જાઓ મા ભદ્રેશ્વરીરે.......૨૫
કહીને વળી ગયો એ ઘેર મા ભદ્રેશ્વરીરે,
થઈ ત્રીભુવનની સી પેર મા ભદ્રેશ્વરીરે.......૨૬
એને ધર્યું માજીનું ધ્યાન મા ભદ્રેશ્વરીરે,
તેને ન રહી સુધ્ય કે સાંન મા ભદ્રેશ્વરીરે.......૨૭
માનાં દરસન મુજને થાય મા ભદ્રેશ્વરીરે.
લીધી અંન જળની બાધાય મા ભદ્રેશ્વરીરે.......૨૮
રાખ્યો માજી ઉપર ટેક મા ભદ્રેશ્વરીરે,
કારમું કઉતક દીઠું એક મા ભદ્રેશ્વરીરે.......૨૯
એક ડોસો કયાંઈથી આવ્યો મા ભદ્રેશ્વરીરે,
કરમાં તીર કામઠું લાવ્યો મા ભદ્રેશ્વરીરે.......૩૦
ઝાલ્યો ત્રીભોવનનો જઇ હાથ મા ભદ્રેશ્વરીરે,
અલ્યા હેંડ મારી સંગાથ મા ભદ્રેશ્વરીરે.......૩૧

હું તારી સાથે આવું મા ભદ્રેશ્વરીરે
તને ભદ્રકાળી લેઈ જાવું મા ભદ્રેશ્વરીરે........૩૨
માએ મોકલ્યો મુને એમ મા ભદ્રેશ્વરીરે,
તું જરા ન ધરતો વેંમ મા ભદ્રેશ્વરીરે........૩૩
ખરૂં ડોસે કીધું ખાસ મા ભદ્રેશ્વરીરે,
આવ્યો ત્રીભુવનને વીશ્વાસ મા ભદ્રેશ્વરીરે........૩૪
બંન્યો વાટે વાટે જાય મા ભદ્રેશ્વરીરે,
જયાં છે કલ્યાણકારી માય મા ભદ્રેશ્વરીરે........૩૫
આવ્યું દેવીનું દેવળ મા ભદ્રેશ્વરીરે,
ત્યારે પગમાં આવ્યું બળ મા ભદ્રેશ્વરીરે........૩૬
વળીયો ડોસો પાછો જ્યાંય મા ભદ્રેશ્વરીરે,
થઇગયો અદ્રશ્ય વનની માંહ્ય મા ભદ્રેશ્વરીરે........૩૭
જુઓ માનો ચમતકાર મા ભદ્રેશ્વરીરે,
ભજેથી ઉતારે ભવપાર મા ભદ્રેશ્વરીરે........૩૮
બીજું કૌતક દીઠું એક મા ભદ્રેશ્વરીરે,
વીગતે વીગતે કહું વીવેક મા ભદ્રેશ્વરીરે........૩૯
એક ગીરજાશંકર નામ મા ભદ્રેશ્વરીરે,
પાધ્યા કાચણીયા તે ઠામ મા ભદ્રેશ્વરીરે........૪૦
બીજા બોથો દવે કાવ્યા મા ભદ્રેશ્વરીરે,
એ સાલે માતાએ આવ્યા મા ભદ્રેશ્વરીરે........૪૧
રહ્યા બે દીવસ નીરધાર મા ભદ્રેશ્વરીરે,

થયા ઘેર જવા તૈઆર મા ભદ્રેશ્વરીરે.......૪૨
સૌએ પાડી એમને નાચ મા ભદ્રેશ્વરીરે,
રવીવારે ન જવાય મા ભદ્રેશ્વરીરે.......૪૩
તોએ માન્યું નહીં લગાર મા ભદ્રેશ્વરીરે,
પંથે પડીયા તેણીવાર મા ભદ્રેશ્વરીરે.......૪૪
આગળ વડ આવ્યો ગંભીર મા ભદ્રેશ્વરીરે,
ત્યાં પીવાને ઉભા નીર મા ભદ્રેશ્વરીરે.......૪૫
વનમાં નહીં કોઈ કાળો કાગ મા ભદ્રેશ્વરીરે,
માએ મોકલ્યો મોટો વાઘ મા ભદ્રેશ્વરીરે.......૪૬
ઘુઘવી વાઘ કરે ઘમસાન મા ભદ્રેશ્વરીરે,
બે જણ બની ગયા બેભાન મા ભદ્રેશ્વરીરે.......૪૭
કહેવાતા હીંમતમાં બહુ કાઠા મા ભદ્રેશ્વરીરે,
જુઓ જીવ લેઈને નાઠા મા ભદ્રેશ્વરીરે.......૪૮
આવ્યા ભદ્રતણે ભોવન મા ભદ્રેશ્વરીરે,
ત્યારે આવી શુદ્ધને સાન મા ભદ્રેશ્વરીરે.......૪૯
સૌને કહી જ્યાં વીતક વાત મા ભદ્રેશ્વરીરે,
વ્હારે ચડીયાં વરદા માત મા ભદ્રેશ્વરીરે.......૫૦
એવા ચમતકાર અનેક મા ભદ્રેશ્વરીરે,
જોયા મુળ થકીથી છેક મા ભદ્રેશ્વરીરે.......૫૧
કહે કરજોડી છગનલાલ મા ભદ્રેશ્વરીરે,
ખરોસો ધરજો મનમાં ખ્યાલ મા ભદ્રેશ્વરીરે.......૫૨

卐

## ગરબી ૧૮ મી.

રાગ—નારાયણી નમીએ આજ નેહથી એ

ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.
કાળક્રોધ ભજીએ આજ ભાવથી,
સણગાર સજીએ આજ ભાવથી.
આબુ તળેટી વાળી આજ.
કર ગ્રહો કલ્યાણ કાળી,
ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.
દરસન દયોને દયાળી આજ,
ભાવ થકી લ્યો ભાળી.
ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.

સાખી

આબુની પાસ કીધો નીવાસ,
નીસીચર કેરો કરવા નાસ.
કરવા નાસ કરવા નાસ,
સુરની પુરવા આસ.
ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.
ભક્તજનોને દ્રઢ વીશ્વાસ,
અખીલ તણી અવીનાસ.
ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.

સાખી

ભગવતી ભૂપ આપ અનુપ,
કોટી સસી સમ સોભીત રૂપ.

સોભીત રૂપ સોભીત રૂપ,
આઇ અમૃતનો કુપ
ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.

સાખી. અસુર નીકંદન ક્રોધ સ્વરૂપ,
ગહન ગતી છે ગુપ.
ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.
દીન દયાળ છો પ્રતીપાળ,
સેવકજનની લ્યા સંભાળ.
લ્યો સંભાળ લ્યો સંભાળ,
દીન તણી દયાળ,
ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.
કરૂણા સાગર આપ કૃપાળ,
છગનલાલ નીજ બાળ, ભદ્રકાળી ભજીએ આજ ભાવથી.



## ગરબી

રાગ મેંદી રંગ લાગ્યો રે એ

અંબાને બોચર બે વાદ વદે ને જોડે ભદ્રકાળી મંમાય
રંગમાં રંગ તાળીરે
ચોસેઠ ચંડીકા ચાચર મળીને વળી ગરબા તે સીર લેઇ ગાય
રંગમાં રંગ તાળીરે ૧
રત્નજડીત હાથે ડાંડીયાને . પગે ઝાંઝરનો ઝમકાર
રંગમાં રંગ તાળીરે
સણગાર પેહેર્યા સૌ શોભતાને જાણે વીજળીનો ચમકાર
રંગમાં રંગ તાળીરે ૨

આસો પાલવ રોપ્યા આંગણેને વળી કેળોના કારમા સ્થંભ
રંગમાં રંગ તાળીરે
ફરતી ફુલવાડીયો ફગફગેને એની આસપાસ આરસા આરંભ
રંગમાં રંગ તાળીરે ૩
અપસરા આવી નાચતી ને ઘણા ગાંધ્રવો ગાય ગુણ ગીત
રંગમાં રંગ તાળીરે
બાવન બટુક ખુબ ખેલતાને જેમાં સૌનું તદાકાર ચીત્ત
રંગમાં રંગ તાળીરે ૪
મ્હોટો મંડપ બહુ દીપતો ને માયે તેમાં રચાઙયો રાસ
રંગમાં રંગ તાળીરે
હીરા માણક મુકયા થાભલેને તેની કીરણો પડે છે ચોપાસ
રંગમાં રંગ તાળીરે ૫
મોતીનાં તોરણ માના ચોકમાંને વળી માંહે માંહે હીરાની હાર
રંગમાં રંગ તાળીરે
ચંદન મણી દીસે ચારૂ દીસા જેના તેજ તણો નહીં પાર
રંગમાં રંગ તાળીરે ૬
દેવ વૈમાન ચડી દેખતાને વળી મોતીડે વધાવે માત
રંગમાં રંગ તાળીરે
દેવાંગ્ના લેતી વારણાંરે 'વળી બરે મન ધરતી ખ્યાત
રંગમાં રંગ તાળીરે ૭
રૂસી ઈઠયાસી આવીયાને વળી રૂસી પત્નીયો સંગાથ
રંગમાં રંગ તાળીરે

ગંગા પારવતી મોહી રહ્યાંને વળી જોડે કૈલાસનો નાથ
રંગમાં રંગ તાળીરે ૮
વીશ્નુ વગાડે વાંસળીને વળી નારદ નાચેને ગાય
રંગમાં રંગ તાળીરે
રાધાલક્ષ્મી બેઉ સાથમાં ને વળી વેદ ભણે બ્રંમાય
રંગમાં રંગ તાળીરે ૯
ઇંદ્ર ઉતારે આવી આરતી વળી ઇંદ્રાણી અરપે હાર
રંગમાં રંગ તાળીરે
વિપ્ર છગનલાલ વિનવેને મા તારો સકળ સંસાર
રંગમાં રંગ તાળીરે ૧૦



## ગામ ટેટુદણની કાળકા માતાની ગરબી.

રાગ પાવા તે ઘડથી ઉતર્યાં મહાકાળીરે

ગાયકવાડના રાજ્યમાં-મહાકાળીરે—એક ટેટુદણ છે ગામ
છેલ છોગાળીરે ટેક.
તાલુકો વીજાપૂરનો-મહાકાળીરે—જેનું રહો અવીચળ નામ
છેલ છોગાળીરે ૧.
તળાવના ત્રઠ ઉપરે-મહાકાળીરે—મારી કાળકાનો મુકામ
છેલ છોગાળીરે,
ધર્મસાળા છે દીપતી-મહાકાળીરે—માનું જોયા જેવું ધામ
છેલ છોગાળીરે ૨.
પૂર્વ પચ્છિમ બે બારણું-મહાકાળીરે—માનું સુદ્ધ પુરવાડુ મુખ
છેલ છોગાળીરે,

પૂત્ર આપો મા પારણે-મહાકાળીરે—દુઃખીયાનું ટાળો દુઃખ
છેલ છોગાળીરે ૩.
ખરો ચમતકાર માતનો-મહાકાળીરે—પરચા જોયા પ્રખાત
છેલ છોગાળીરે,
દરસન કરે કોઇ નેહથી-મહાકાળીરે—આપે મન વાંન્છીત ફળ માત
છેલ છોગાળીરે ૪.
પીઠ પુજાવે પ્રેમથી-મહાકાળીરે—જેના પ્રાક્રૂમનો નહીં પાર
છેલ છોગાળીરે,
સેવા કરે સુદ્ધ ચીત્તથી-મહાકાળીરે—આઇ ભરે અભર ભંડાર
છેલ છોગાળીરે ૫.
આસો સુદની ચઉદસે-મહાકાળીરે—માના ગરબાનો નહીં પાર
છેલ છોગાળીરે,
ગામલોક ગરબે રમે-મહાકાળીરે—જોવા જાગે નરને નાર
છેલ છોગાળીરે ૬.
પીપળેશ્વર મહાદેવનો-મહાકાળીરે—શુદ આઠમે હવન થાય
છેલ છોગાળીરે,
ભુવા ધુણે છે આ સ્થળે મહાકાળીરે—ધુણતાં માતાએ જાય
છેલ છોગાળીરે ૭.
પરચો દયે પરમેશ્વરી-મહાકાળીરે—સૌ બોલે જયજયકાર
છેલ છોગાળીરે,
મા આગળ સૌ કરગરે-મહાકાળીરે—માગે પૂત્ર પરીવાર

છેલ છોગાળીરે ૮.

કુકરવાડાના મારગે-મહાકાળીરે—ત્યાં બેઠયા અંબે માત

છેલ છોગાળીરે,

ખરો ચમતકાર એમનો-મહાકાળીરે—છે વીશ્વ સકળ વિખ્યાત

છેલ છોગળીરે ૯.

એક સમે અમે સાંભળ્યુ-મહાકાળીરે—ચોરોએ ચોર્યું ધંન

છેલ છોગાળીરે,

આગળ થઇને નીકળ્યા-મહાકાળીરે—માએ વિચાર્યું મન

છેલ છોગાળીરે ૧૦

ડંડ દીધો એ દુષ્ટને-મહાકાળીરે— કરી નાંખ્યા આંધળા ભીંત

છેલ છોગાળીરે,

એકે કળા નવ ઉકલે-મહાકાળીરે—કર્યું અર્પણ માને વીત

છેલ છોગાળીરે ૧૧

ત્યારે થયા એ દેખતા-મહાકાળીરે—ત્રાસીને નાઠા ઘેર

છેલ છોગાળીરે,

ધન અરપ્યુ બધું માતને-મહાકાળીરે—ત્યાં થઇ ગઇ લીલાલ્હેર

છેલ છોગાળીરે ૧૨.

કાળકામાં આવ્યાં અંબીકા-મહાકાળીરે—એ બેનો જોડાજોડ

છેલ છોગાળીરે,

ટેદુકણને તારજો-મહાકાળીરે—પુરો સૌનાં મનના કોડ

છેલ છોગાળીરે ૧૩.

સમઉના મારગે ચાંમુંડા-મહાકાળીરે—જઈ જુઓ વસઇની વાટ
છેલ છોગાળીરે,
બાળી બોચર એ સ્થળે-મહાકાળીરે—તે સામે તળાવનો ઘાટ
છેલ છોગાળીરે ૧૪.
કુબેર સેઠે કુવો કર્યો-મહાકાળીરે—જોડે કેળ્યો ને ફુલઝાડ
છેલ છોગાળીરે,
પુજારી માટે ઓરડી-મહાકાળીરે—ચોગરદંમ બાંધી વાડ
છેલ છોગાળીરે ૧૫.
આસોએ આનંદ અતિઘણો-મહાકાળીરે-બ્રંમપુરીના માઢની માંય
છેલ છોગાળીરે,
પંદર દહાડા માંની માંડવી-મહાકાળીરે-ગરબા માંડવીએ ગાય
છેલ છોગાળીરે ૧૬.
વીજીયા દસમ આવીયાં-મહાકાળીરે—જુઓ માજીનો મહીમાય
છેલ છોગાળીરે,
આખા ગામની પાછળે-મહાકાળીરે—પય ધારાવડી દેવાય
છેલ છોગાળીરે ૧૭.
ચૈતર સુદ દસમ દીને-મહાકાળીરે—ત્રણ દીવસ જાતર થાય
છેલ છોગાળીરે,
છુટે ઘુઘરો મા આગળે-મહાકાળીરે—જઈ લાગે ભવઈયા પાય
છેલ છોગાળીરે ૧૮.
રોગ ન પેસે ગામમાં-મહાકાળીરે—એ માજીનો પ્રતાપ
છેલ છોગાળીરે,

સેવખજન સુખીયા કરો-મહાકાળીરે—જે જપે તમારો જાપ
છેલ છોગાળીરે ૧૯.
કષ્ટ નીવારણ કાળકા-મહાકાળીરે—પુરો વસ્તી પર પ્રેમ
છેલ છોગાળીરે,
વિપ્ર છગનલાલ વિનવે-મહાકાળીરે—રાખો મા કુસળક્ષેમ
છેલ છોગાળીરે ૨૦.



## ગરબી

## માતાજીનો ઘુઘરડો.

રણુઝણુ વાગે ઘુઘરડોરે મારી વરદાને દરબાર.
વરદા મા ગરબે રમવા આવોરે મારે સાત સઈયરનો સાથ,
હું કેમ આવું એકલડીરે મારે ખોળે નાનું બાળ.
બાળને સુવારો સોના પારણીએ મા ગરબે રમવા આવ્ય,
દોરી વણાવો ઝાઝા હીરનીરે મા પારણે પુતળીયો ચાર.
બ્રંમા સરીખા હીંચોળસેરે મા શંકર લડાવે લાડ....રણુઝણુ૦
બોચરને દરબાર હાંરે મારી અંબાને દરબાર.
ચકલીઓ ચકચક કરેરે મા મોર વાઈએ છે મોર,
મેનાં પોપટ પારણેરે મા મધુરો નીસરે સોર....રણુઝણુ વાગે
ઘુઘરડોરે મા ભદ્ર તણે દરબાર-ભદ્ર મા ગરબે રમવા
આવોરે મારે સોળ સઇયરનો સાથ.—સંપુર્ણ.



અમારા દવાખાનામાં નિચેના રોગોની તેમજ બીજા ગમે તેટલા ભયંકર દરદોની દવા કરવામાં આવે છે. હીસ્ટીરીયા, પ્રદર તેમજ કોઈપણ જાતના વાયુ, જડ ઘાલી બેસી રહેલા તાવ, કોઢ સંગ્રહણી પાંડુ, પેટના કોઈપણ જાતના દરદો, પુરૂષોની નબળાઈ પાણી લાગવું સ્ત્રીઓના ગર્ભ સંબંધી રોગ જેવા કે ઋતુનું અનિયમિત આવવું, હરસ, ચાંદી, પ્રમેહ વિગેરે ગમે તેવા ભયંકર રોગોની દવા કરવામાં આવે છે. અને ગુરૂના મહાન પ્રતાપથી તેમજ અમારા વંશપરંપરાના ચાલતા આવેલા મહાન અનુભવથી રોગોને મટાડી શરીરને સુખાકારી આપી દરદીઓને હંમેશની તંદુરસ્તી ભોગવવાને લાયક બનાવવામાં આવે છે બહાર ગામના દરદીઓએ હકીકત લખવાથી દવા વી. પી. થી મોકલવામાં આવે છે.

# વૈદ હરજીવનદાસ સુખદેવરામ ટીંટોદણવાળા.

મહીકાંઠા મું. માણસા

# વૈદ્ય કે ડૉક્ટરોથી કંટાળ્યા છો

## તો ફક્ત એકજ વખત અમારી સલાહ લ્યો

મહાન ગુરૂની કૃપા પ્રસાદીથી અમારા ઔષધો, અનેક દરદીઓના આશીર્વાદ મેળવી, રામબાણ સિદ્ધ થયાં છે.

સંગ્રહણી, [illegible], અતિસાર, ધાતુક્ષય અને પેટનાં દરેક દરદોના ખાસ ઉપાય છે.

સ્ત્રીઓના રોગો પૈકી ઋતુની અનીયમીતતા, ગુલ્મ, છેડ, પ્રદર, હીસ્ટીરીઆ, સુવારોગ, અને વંધ્યત્વ નિવારણની દવાઓની ખાત્રી માટે ગેરંટી આપી શકીએ છીએ.

ફક્ત એકજ વખત ઉપયોગ કરો, પછી સલાહની જરૂર નહિ રહે.

દરદની વીગતવાર હકીકત જણાવવાથી, પત્રથી પણ જવાબ આપી શકાશે. દવાઓ વી. પી. થી મોકલવાની પણ અમારે ત્યાં સગવડ છે. તો એક વખત પત્ર લખવા તસ્દી લ્યો.

બચ્ચાંઓ માટે અમારૂં "બાલજીવન" વાપરવા અમારી ખાસ ભલામણ છે.

**વૈદ્ય એમ. એમ. ભટ્ટ, ટીટાદણુવાળા.**

આમુંદ્રા ( મહીકાંઠા )

સ્ટેશન મકરાખાડ. K. V. Ry.